

દશ વર્ષની બ્હેનો સારૂ ગીતસંગ્રહ )

ગિરિજાશંકર બધેકાની નોંધ અને

ગીતશાસ્ત્રી ગોવિંદપ્રસાદના નોટેશન સાથે )


સંપાદક

ચંદુલાલ કાશીરામ દવે

મુખ્ય શિક્ષક વનિતાવિશ્રામ.

ખાડીઆ, અમદાવાદ.



પ્રકાશક

જીવકોર વનિતાવિશ્રામ

અમદાવાદ.

આવૃત્તિ, પ્રત ૧૦૦૦

મૂલ્ય છ આના.

# કેટલાંક લોકગીતોની નોંધ.

## ૧. ૨. કોયલ

( અષાડ વદી ૧ થી શ્રાવણ વદી ૧ સુધીના એક માસને કોયલમાસ કહેછે. ચોમાસામાં કુમારિકાઓ કોયલવ્રત કરેછે, ત્યારે નદીએ અથવા સરોવરે ન્હાવા જતાં કોયલનું આ ગીત ગાયછે. )

આ ગીતો કોયલ સાથેના મીઠા વિનોદનાં છે, ને આપણાં વ્રતોમાં આવી રીતે મધુર કુદરતને વણી દીધાનું આ દૃષ્ટાંત છે.

---

## ૩. મે' વરસે મેડી ચુએ

( અષાડ માસમાં કન્યાઓ ગૌરીનું વ્રત કરેછે, ત્યારે નદીએ ન્હાવા જતાં તેઓ આ ગીત ગાયછે. )

ગૌરીનું વ્રત એ ભાઈનું વ્રત છે. ' મોતીડે વધાવ્યા જો' ત્યાં સુધીની પંક્તિઓમાં સુંદર કવિત્વ ભરેલું છે. લોકવાણીમાં કેટલું બધું ઉંચું કવિત્વ પ્રગટ થઈ શકે, તેનો આ એક નમુનો છે. 'માડી જાયો વીર મલપતો' એટલું બોલતાં તો ભાઇ વિષે બ્હેને કેટલુંએ કહી દીધું ' અને 'ચંદ્રાસર લ્હેરે જાય જો' ને 'સરોવર ઝીલવા જાય જો' એ અર્ધચરણોમાં રહેલી તાદૃશ્યતા ને છૂપાએલી રસિકતા કેવાં સચોટ છે ?

---

## ૪. અલાળીઓ ગલાળીઓ

( આ ગીત મેળ વિનાનું છે, છતાંયે આવાં ગીતો –તેમની સરલતાને લીધે સ્મરણશક્તિને ખીલવનારાં હોયછે. )

બે કન્યાઓ નીચે બેસછે, ને બે કન્યાઓ સામે ઉભી રહેછે. ઉભી રહેલી કન્યાઓ નીચી નમીને બેઠેલી કન્યાઓને તાળી દેતી જાયછે. એક ગવરાવેછે, ને બીજી ઝીલતી જાયછે.

---

## ૫. ૬. ભોળી જમના!

(આ ગીત ક્રિયાપ્રધાન ગીત છે. ક્રિયા ને વિનોદ બન્ને સાથે છે, તેથી બાળકોને આવાં ગીતોમાં ઓર આનંદ થાયછે. )

કન્યાઓનો ઘેરો (ટોળું) આંકડા ભીડીને ગોળ કુંડાળામાં ઉભો રહે છે. ગીતમાં આવતી ક્રિયા કરતી જાય છે. ને ગીત બોલતી જાય છે. ' કેમ દોરી તાણું રે ભોળી જમના! ' એમ બોલ્યા પછી લાંબા હાથ કરીને બધાં દોરી ખેંચતાં હોય તેમ કરે છે; ને ' આમ હરણ ઠેકે રે ભોળી જમના! ' એમ બોલતાં ઠેકડે ઠેકડા મારી છેવટે હસી પડી રમત પૂરી કરે છે.

ખેતરે જનારી ગામડાની છોડીઓની કલ્પના કાંઇ મોળી નથી. પાણી ભરવા માટે સોનલા ઇંઢોણી ને રૂપલા બેડું તો ખરૂં જ ખરૂં.

---

## ૭. ભાઇલો સૂઇજા

આ એક હાલરડું છે, ને સુંદર લોકગીત પણ છે. સંયુક્ત કુટુંબની વહુ પોતાના લાડિલાને સૂવાડતાં સૂવાડતાં કુટુંબી જનના ગુણદોષને ગાઇ લેવાનો ઠીક પ્રસંગ લેછે. હંમેશના પેઠે એકલાં ફૈબાનો જ સ્વભાવ તરી આવેછે. ઝાલાવાડમાં આ હાલરડું ખૂબ ગવાયછે

---

## ૧૧. મોર ને ઢેલ

( આ ગીતની સરળતા અને ગેયતા મધુર છે. ને સંસારમાં સ્ત્રીપુરૂષના સ્થાનનું આ સુંદર રૂપક ગીત છે. )

સંસારનાં ખાનપાન આદિના સુખમાં મોર ઢેલ સરખાંજ; બન્ને મોતી ચરે.

હુંફાળા સુરક્ષિત માળામાં ઢેલને બેસાડી, પવનમાં અથડાતો ડાળો ઉપર મોર બેસેછે.

રાજદરબારે મોરને જ જવાનું હોય, રાણીની માનીતી તો ઢેલજ થઇ રહે, એ અત્યંત સ્વાભાવિક છે.

સોનાને ટોડલે બેઠેલો મોર આખરે તો ટોડલે જ. ગૃહરાણી ઢેલ તો રૂપાને પારણે બેઠી બેઠી પોતાનાં નાનાં બચ્ચાંને ગીત ગાતી ગાતી ઉંઘાડેછે.

બે છોકરીઓ સામસામી ઉભી રહી, પોતાના હાથ માથાપર વાળી, એક મેર બનીને, ને બીજી દેશ બનીને આ ગીત વળીવળીને બોલેછે.

---

## ૧૨. વા'ણે ચડયે

સુંદર હીંચના તાલમાં ચાલતું ગીત. મામા ફઈનાં જે નાતમાં પરણે છે, તે નાતના લોકનું આ ગીત છે. ધણીને વ્હાણે ચડવાનું અને મોતી લાવવાનું કહેનારી મામાની પાનબાઇ એક રસીલી નાર છે. દરિયાકિનારે રહેનારા અને મોતી લાવનાર લોકના જીવનની રસિકતા કાંઇ ઓછી નથી. આની હલક તો એટલી સુંદર છે, કે એ ગવાતું હોય ત્યારે આપણને એમ લાગે છે, કે જાણે આપણું વ્હાણે ચડયા, ને મોતી લાવવા નીકળ્યા. મધ્ય દરિયે ડોલતા વ્હાણ જેવી ગીતની હલક ગાનારને કેટલું ડોલાવતી હશે?

---

## ૧૬. નાવણી

( આ ગીત બલિદાનનો મહિમા પ્રગટ કરેછે. લોક-ઇતિહાસમાં જે આત્મભોગ અપાય છે, તેના પાળીયા નથી ખોડાતા, કે તેનાં ઐતિહાસિક ચરિત્રો નથી લખાતાં. પત્થર ઉપર કે ઇતિહાસને પાને ચડવાને બદલે એવાં જીવન તો લોકોને મ્હોંએ જ ચડેછે. એનું આ એક કરુણરસભર્યું સુંદર દષ્ટાન્ત છે.

સમાજહિતાર્થે આત્મભોગ આપવાવાળાં નરનારી-ઓનું કીર્તિગાન ગાવું, એમાંજ પ્રજાનું પ્રજાત્વ હજી પણ આવી પ્રજાના હૃદયમાં છે ખરૂં. આવાં ગીતોથી દૂર વસતી પ્રજામાં તો પ્રાણુ રહ્યો છે કે કેમ એ જ પ્રશ્ન છે.

આ ગીત સાંભળતાં કે ગાતાં કોના હૃદયમાથી આંસુ નહિ સરે !)

રાસડાની ઢબે આ ગીત સુંદરરીતે ગવાય છે. જ્યારે કરૂણાથી વિંધાયેલાં હૃદયોમાં આ ગીત રેલાઇ રહેછે, ત્યારે સર્વત્ર જાણે બલિદાનનો જ મહિમા ગવાતો હોય, એમ લાગેછે.

---

## ૨૪. કા'ન કુંવર

આ ગીત નાગદમણનું છે, ને તે રાસડાની રીતે ગાઇ શકાય છે.

---

## ૩૧. વલોણાવાર

(કેટલું નિર્દોષ ને રસભર્યું ગીત! આ ગીતમાં કલ્પનાનું પૂર કેટલું બધું બળવાન છે!)

"સાત સમુદરિયાની ગોળી રે કીધી,
મેરૂ પર્વત રવાયો રે લોલ"

એ પંક્તિઓ ગાનારી સ્ત્રીઓને આપણે જડ કહીને નહિ ધુતકારીએ; ભલે તેઓ ભણેલી ન હોય.

આ ગીતની બધી લીટીઓ એટલી જ સુંદર અને રસિક કલ્પનાના રંગે રંગેલી છે. નિર્દોષ રસિકતા એ લોકજીવનની તંદુરસ્તીનું દૃષ્ટાન્ત છે. લોકજીવનની તંદુરસ્તી ઘુટે છે, ત્યારે જ લોકો આવાં ગીતો ગાતાં લજવાયછે, ને શરમાયછે.

---

## ૩૯. કળાયેલ મોરલો

( લોકગીતની આ એક અનુપમ કૃતિ છે. એ નિર્દોષ સ્નેહગીત છે. સ્નેહબદ્ધ મોરલો વાટ જોઇ રહેલી ઢેલને મળવા કેટલાં કેટલાં વિઘ્નો વટાવી જાય છે! મમતાભર્યા સ્નેહજીવનનું આ એક સુંદર શબ્દચિત્ર છે; ને સુંદર રાગે ગવાતું આ ગીત સાંભળતાં હૃદય હલી જાયછે. )

છોકરીઓ આંકડા ભીડી ગોળ કુંડાળે ઉભી રહે છે. એક મોર થઇને ઉભી રહે છે, બીજીઓ તેને પ્રશ્ન પૂછેછે, ને મોર ઉત્તર આપેછે; આમ ગીત પૂરૂં થાયછે.

---

## ૪૦. કા'નની મોરલી

( ખવાસણો જાગરણના દિવસોમાં ઢોલ વગાડતી જાય, ને ઉંચે ઉંચે ઉછળીને તેના લાંબા તીણા રાગે આ ગીત ગાય છે, ત્યારે કોઇનું પણ મન મું થાયછે.

એ કાઠિયાવાડની ઉંચી ખવાસણો, એ એના કોમળ ને ચાળણી પડે તેવાં સુરીલાં ગળાં, એ એની હીંચનો ઢોલ વગાડતી હાથેળી ને આંગળાંની ઝપટ, જેણે જોયાં હોય, તેને જ ખબર પડે. આ ગીત લોકગીતનો ઉત્કૃષ્ટ નમુનો છે. )

સંગીતમાં અથવા રાસડામાં આ ગીત ગમે ત્યાં પ્રચલિત થાય તેવું છે.

'કા'ન તારી મોરલીએ જી રે ' માં શો સુંદર મોરલીનો મોહ ! શી સુંદર શ્રીકૃષ્ણની મોરલીપર ગોપીજનની પ્રીતિ ! દયારામે ભલે કૃષ્ણપ્રેમ ગાયો હોય, પણ આ ગીત તો હલાવી નાખે છે, અવધિ કરે છે.

ગિરિજાશંકર ભગવાનજી બધેકા

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૪ | એકું | એકું |
| ૨૦ | ૪ | મુખડુ | મુખડું |
| ૨૯ | ૪ | મે ઘી | મોંઘી |
| ૪૪ | ૧૧ | આ વીગો | આવીગો |
| ૪૯ | મથાળું | આટલુ | આટલું |
| ૫૧ | ૬ | પખો | પંખો |
| ,, | ૯ | નિમળ | નિર્મળ |
| ૫૮ | મથાળું | ગોકગીત | લોકગીત |
| ૬૮ | છેલ્લે | આ ા રે, | આા રે, |
| ૭૧ | ૧ | ણછોડજી | રણછોડજી |
| ,, | ૬ | માકણુ | માંકણુ |
| ૭૭ | ૨ | હળદર | દળદર |
| ,, | ૫ | જાણે, | આણે, |

.તી સાહિત્યમાં થયો જણાતો નથી. આ ખોટ કેટલેક
પૂરી પાડવાનો આ પ્રયત્ન છે.

ાળવર્ગથી ગુજરાતી ચોથા ધોરણ સુધી ભણતી ૭ થી
ર્ષની વયની બ્હેનો સારૂ આ સંગ્રહ યોજ્યો છે.
। તેમાં માબાપ તથા ભાઇબ્હેનનાં હેતનાં ગીતો, હાલ-
બાલકૃષ્ણની મસ્તીનાં ગીતો, ગ્રામ્યજીવનનાં અને કુદ-
ગીતો દાખલ કર્યાછે. હાલની રાષ્ટ્રીય ચળવળ પણ
જીવનમાં વણાય તે માટે ' એવા આંધી 'ની ગરબી
છે. ગુજરાતનાં બહુ પ્રચલિત અને સુંદર બાલગીતો
ગરબીઓ રહી ન જાય, તે માટે બનતી સંભાળ લીધી
બીગ્તાની છાયાવાળી અને ઉપદેશાત્મક ગરબીઓ
કરીને નથી લીધી. બને તેટલા બધા પ્રચલિત રાગોના
। સમાવેશ કરવાનો ખાસ પ્રયત્ન કર્યોછે. અને તે
'ી ભાવની દૃષ્ટિએ કેટલાંક સામાન્ય લાગતાં ગીતો
વાં પડયાંછે. કન્યાઓના વયને અનુલક્ષીને તેમ જ
। અનુક્રમે ગીતોની ગોઠવણી કરીછે. આનાથી ચઢતા
ી બીજી 'વીરપસલી' થોડા વખતમાં બહાર પાડવા
રાખ્યોછે.

રનગરના દક્ષિણામૂર્તિ બાલમંદિરના આચાર્ય અને
બાલભક્ત મારા મિત્ર શ્રી. ગિરિજાશંકર ભગવાનજી
એ આ સંગ્રહમાં અમૂલ્ય મદદ આપીછે. કેટલાંક
તો તેમણે ખાસ મોકલ્યાં હતાં, અને તેની ઉપયોગી

સુંદર નોંધ પણ તેમણે જ લખી આપી છે. કેટલાંક લોક કેવે પ્રસંગે કયા ઢબે ગવાયછે, તેની ઉપયોગી માહિ નોંધમાંથી મળશે.

આમાંનાં ઘણાંખરાં જૂનાં લોકગાતો હોવાથી ત રાગોની માહિતી આપવાનુ કામ બહુ મુશ્કેલ જણાયં લોકગીતો જ્યાં ગવાય છે, ત્યાં તો તેની મુશ્કેલી નડે નથી. પણ હવે નવી 'સુધરેલી' સમાજમાથી તે લ લુપ્ત થયાં છે, અને આવી સમાજને માટે જ આ યોજાયા છે, માટે તેમને આ ગીતો અને ગરબી રાગની માહિતી આપવાનું કામ મુશ્કેલ છે. લોકગી રાગ અન્ય ગીતોના આધારભૂત છે, એટલે લોકગી રાગનો આધાર કયાંથી બતાવવા? તેથી આ ગ પરિચિત વૃદ્ધ દાદીઓ પાસેથી તેમના રાગો જાણી લે આપણા જૂના રિવાજને વાચક અનુસરે એમ પ્રથમ રાખેલો; પણ દેશી અને શાસ્ત્રીય બન્ને સંગીતમાં મ્હારી સંસ્થાના સંગીતશાસ્ત્રી શ્રી. ગોવિંદપ્રસાદ ગ પ્રસાદ પાંડેની સલાહથી ગીતોની સારીગમ મૂકવાનું ધાર્યું; અને તે સારીગમ તેમણે જ ઘણી ખુશીથી બંધ કરી આપી. સંગીતની સામાન્ય સમજવાળા સારીગમની મદદથી આ ગીતોના રાગ જાણી શકશે

આ કન્યાઓને ઉપયોગી સંગ્રહની પ્રસ્તાવના ગુ પ્રથમ પંક્તિનાં વિદુષી સૌ. બ્હેન વિદ્યાગૌરી રમ નીલકંઠે લખી આપવાની કૃપા કરી છે.

ા ગ્રંથના પ્રસિદ્ધિના કાર્યમાં મારા સહશિક્ષક ભાઈ
ાશંકર પ્રેમજી વ્યાસે મને જે કિંમતી મદદ આપી છે,
ાસરી શકાય તેમ નથી. તેમજ મારા બીજા સહશિક્ષક
દેશળજી પરમારે આ 'વીરપસલી' ને અનુકૂલ
રપસલી' નું ગીત રચી આપ્યું છે.

ા સર્વ ભાઈઓ અને સૌ. વિદ્યાબ્હેનનો હું ઘણો
ારી છું.

જે ભાઈઓ અને બ્હેનોના હાથમાં આ પુસ્તક જાય,
અન્ય સુંદર ગીતોની ખબર હોય તો તે મોકલી
ા કૃપા કરશે તો બીજી આવૃત્તિ વખતે દાખલ કર-
વિચાર કરીશ. અને બીજી જે કંઈ સૂચનાઓ
ાષયમાં કરવી ઘટે તે કરશે તો આભારી થઈશ

ાનિતાવિશ્રામ,
અમદાવાદ.
ંયન્તી સં. ૧૯૭૯

**ચંદુલાલ કાશીરામ દવે**

# અનુક્રમણિકા.

---

લોકગીત.

# કાળી કોયલ બોલે.



૧

કાળી કોયલ બોલે, કૂ ઉ ઉ ઉ !
આંબા કેરી ડાળે, કૂ ઉ ઉ ઉ !
સરોવરીઆની પાળે, કૂ ઉ ઉ ઉ !
મનોહર તરૂમાળે, કૂ ઉ ઉ ઉ !
હોંસે કાગ હિંચોળે, કૂ ઉ ઉ ઉ !
કાળી કોયલ બોલે, કૂ ઉ ઉ ઉ !



૨

લોકગીત

— કાળી કોયલ.



૨

કાળી કોયલ કમખા વિનાની.
આંબા ડાળે,
સરોવર પાળે,
બોલો કોયલ મા બોલો.

ઘડાવું સોનાનો દોરો,
દોરે દોરે જાળી,
કોયલ મા કાળી,
કાળી કોયલ કમખા વિનાની.

આંબા ડાળે,
કોયલ બોલે, કૂ ઉ ઉ ઉ !



લોકગીત.

# મે' વરસે મેડી ચુએ.



૩

મે' વરસે મેડી ચુએ,
ચંદ્રાસર લ્હેરે જાય જો;
માડી જાયો વીર મલપતો,
નદીએ ન્હાવા જાય જો.

નદીનાં તો ડ્હોળાં પાણી,
સરોવર ઝીલવા જાય જો;
ઝીલી કરીને ઘેર પધાર્યા,
મોતીડે વધાવ્યા જો.

ભાઈ બેઠા જમવા,
ભોજાઈએ પ્હેર્યાં ચીર જો;
ચીર ઉપર ચુંદડી,
ચોખલીયાળી ભાત જો.

ભાતે ભાતે ભડકલાં ને,
જો જો વહુની જાત જો;
જાત ઉપર ગાંખરાં ને,
મ્હેલ ધડુકી જાય જો.

મ્હેલમાં બેઠો વાણીઓ ને,
કાગળ લખતો જાય જો;
કાગળમાં બે પૂતળી ને
હસતી રમતી જાય જો.



લોકગીત.

## અલાળીઓ ગલાળીઓ



૪

અલાળીઓ ગલાળીઓ,
ગલતો મારો વીર છે,
પાટણ મારૂં પી'ર છે,
ઘોઘે મારૂં ઘર છે,
નવાનગરની તાંત છે,
તાંતે મોતી થોડાં છે,
સસરાના ઘરમાં ઘોડાં છે,
ઘોડાં લઇ ગયા કાઠી,
નણંદ આવી નાઠી,
મારી નણંદને આવવા દો,
શેર સોનું લાવવા દો,
શેર સોનાની ટોટી,
મારી ભાભી મોટી,
મોટી ભાભી થાવા દો,

૬

બેડ પાણી ભરવા દો,
બેડાં ઉપર ઢીંકરી,
મારી ભાભીની દીકરી,
દીકરી દીકરી દિવાળી,
સોનેરી ઘાઘરી શિવાડી,
સોનું મૂક્યું ટોડે,
ગીત ગાઈશું કોડે.



લોકગીત.

# ભોળી જમના !



૫

સોનલા ઉઢાણી રે, ભોળી જમના !
રૂપલાનું બેડું રે, ભોળી જમના !

વીસ બેડાં ભર્યાં રે, ભોળી જમના !
એક બેડું ખાલી રે, ભોળી જમના !

ત્યાં તો બાગ જાગ્યાં રે, ભોળી જમના !
કેમ દોરી તાણું રે, ભોળી જમના !

આમ દોરી તાણું રે, ભોળી જમના !
પછી ખેતર ચાલ્યાં રે, ભોળી જમના !

ત્યાં તો હરણુ આવ્યાં રે, ભોળી જમના !
કેમ હરણુ ઠેકે રે, ભોળી જમના !

આમ હરણુ ઠેકે રે, ભોળી જમના !
જમના પાણી ગ્યાંતાં રે, ભોળી જમના !

૮

કેટલાં બેડાં ભર્યાં રે, ભોળી જમના !
પાંચ બેડાં ભર્યાં રે, ભોળી જમના !

ત્યાં તો બાળક ઉઠયાં રે, ભોળી જમના !
પારણીએ પોઢાડું રે, ભોળી જમના !

કેમ દોરી તાણું રે, ભોળી જમના !
આમ દોરી તાણું રે, ભોળી જમના !

કેમ હરણુ ઠેકે રે, ભોળી જમના !
આમ હરણુ ઠેકે રે, ભોળી જમના !



૯

લોકગીત.

# ભોળી જમના !



૬

આજ વ્હેલી ઉઠી રે, ભોળી જમના !
દળણું દળ્યું મૂઠી રે, ભોળી જમના ! ૧

પછી છાશ કીધી રે, ભોળી જમના !
લોટી લોટી દીધી રે, ભોળી જમના ! ૨

ગાય ભેંસ દોહી રે, ભોળી જમના !
વટલોઇ લોહી રે, ભોળી જમના ! ૩

રસોડામાં પેઠાં રે, ભોળી જમના !
ઠામ ધોયાં એઠાં રે, ભોળી જમના ! ૪

આમ જમી લીધું રે, ભોળી જમના !
કામ પૂરૂં કીધું રે, ભોળી જમના ! ૫



## ભાઇલા સૂઇજા.



૭

તું સૂઇજા રે બાલુડા ભાઇલા સૂઇજા.

તું રોઇશ તો તારો દાદો દુભાશે;
તું સૂઇજા રે બાલુડા ભાઇલા સૂઇજા.

તું રોઇશ તો તારો કાકો કચવાશે;
તું સૂઇજા રે બાલુડા ભાઇલા સૂઇજા.

તું રોઇશ તો તારો મામો મુંઝાશે;
તું સૂઇજા રે બાલુડા ભાઇલા સૂઇજા.

તું રોઇશ તો તારી ફૂઇમા ફાળે થાશે;
તું સૂઇજા રે બાલુડા ભાઇલા સૂઇજા.



૧૦૮-૪



ન્હાનાલાલ

# બ્હેનના શણગાર.



૮

કેસરી કેવડો બ્હેનને માથે,
ઉજળો મોગરો બ્હેનને હાથે.

હજારી ગોટા ને ગુલાબી હાર,
બ્હેનને ધરાવશું એવા શણગાર.

કેવડે કેવડે ન્હાનેરા નખ,
બ્હેનના ખમશું આકેરા ડંખ.

મોગરે મોગરે કુમળાં પાન,
બ્હેનનાં પામશું પુણ્યનાં દાન.

હજારી ગોટાનાં હજાર બાણ,
બ્હેનને દૂભવાની દેવની આણ.

## ૧૨

ગુલાબ પાંદડી ફોરે સુવાસ,
બ્હેનને હસવે એવો ઉજાસ.

ફૂલડે ફૂલડે મધની રેત,
બ્હેનને અંગ અંગ એવાં હેત.



-ન્હાનાલાલ.

## દૂધ.



૯

ગોરાં ઘીનાં ગાવડીનાં દૂધ:
મીઠાં અમીનાં માવડીનાં દૂધ:

વાછડી ધાવે, ગાવડીનાં દૂધ:
બ્હેનડી ધાવે, માવડીનાં દૂધ:

વગડે વગડે ગાવડીનાં દૂધ:
ઘરમાં ઘરમાં માવડીનાં દૂધ:

દેહને પાજો, ગાવડીનાં દૂધ:
પ્રાણને પાજો, માવડીનાં દૂધ:



ઉપેન્દ્ર.

## માગી હું લઉં.



૧૦

ઈશ્વરની પાસેથી માગી હું લઉં, માગી હું લઉં;
આળસથી આઘી ને આઘી હું રહું, આઘી હું રહું. ૧

કામ બધાં કરવામાં હોંસીલી થાઉં, હોંસીલી થાઉં;
ભણવામાં સૌથી આગળ હું જાઉં, આગળ હું જાઉં. ૨

બીજાંને પહેલું હું આપીને ખાઉં, આપીને ખાઉં;
કોઇને કદાપિ હું કડવું ન કહું, કડવું ન કહું. ૩

ભજન પ્રભુનાં હું નાચીને ગાઉં, નાચીને ગાઉં;
રીઝો પ્રભુ ને બીજાંઓ સહુ, બીજાંઓ સહુ. ૪



# મોર ને ઢેલ.



૧૧

મારો છે મોર, મારો છે મોર,
મોતી ચરંતો મારો છે મોર.

મારી છે ઢેલ, મારી છે ઢેલ,
મોતી ચરંતી મારી છે ઢેલ.

મારો છે મોર, મારો છે મોર,
માળામાં બેસનાર મારો છે મોર.

મારી છે ઢેલ, મારી છે ઢેલ,
ડાળામાં બેસનાર મારી છે ઢેલ.

મારો છે મોર, મારો છે મોર,
રાજાનો માનીતો મારો છે મોર.

મારી છે ઢેલ, મારી છે ઢેલ,
રાણીની માનીતી મારી છે ઢેલ.

બોલે છે મોર, બોલે છે મોર,
સોનાને ટોડલે બોલે છે મોર.

બોલે છે ઢેલ, બોલે છે ઢેલ,
રૂપાને બારણે બોલે છે ઢેલ.



લોકગીત

# વા'ણે ચડયે



૧૨

વા'ણે ચડયે, વા'ણે ચડયે,
મારી ફૈબાના દીકરા વા'ણે ચડયે.

મોતી લાવ્યે, મોતી લાવ્યે,
મારી ફૈબાના દીકરા મોતી લાવ્યે.

કેવાં લાવું, કેવાં લાવું,
મારા મામાની પાનબાઈ કેવાં લાવું.

રાતાં લાવ્યે, લીલાં લાવ્યે,
મારી ફૈબાના દીકરા પીળાં લાવ્યે.

ઝીણાં લાવ્યે, ઝીણાં લાવ્યે,
મારી ફૈબાના દીકરા ઝીણાં લાવ્યે.



બ્રહ્માનંદ

## પ્યારાનું પારણું



૧૩

સોનાનાં બોર ઝુલે નંદકિશોર,
પ્યારાને પારણે સોનાનાં બોર.

હીરા, માણેક બહુ જડીયાં પારણીએ,
કાજુ શોભે છે રૂડી મોતીડાંની કોર,
પ્યારાને પારણે સોનાનાં બોર. ૧

કોઈક કા'નાને નેણે સારે કાજળીયું,
કોઈક બનાવે કસ્તુરી ખોર,
પ્યારાને પારણે સોનાનાં બોર. ૨

હાલો ગાયે ને માતા હરિને ઝુલાવે,
હાથે ગ્રહી છે રૂડી હીરલાની દોર,
પ્યારાને પારણે સોનાનાં બોર. ૩

બ્રહ્માનંદ કહે મુખ રસીયું વાલમનું,
ગોપી જુએ છે જેમ ચંદ ચકોર,
પ્યારાને પારણે સોનાનાં બોર. ૪



બ્રહ્માનંદ

૬૩ (૨)

ધર્મકુમાર મારા હેડાના હાર,
ઝુલે પારણીએ ધર્મકુમાર.

કંકુડા વરણું કાનકુંવરનું,
મુખડુ જોઇને મોહી વ્રજડાની નાર,
ઝુલે પારણીએ ધર્મકુમાર. ૧

કોડે કોડે રે ઝાઝું હેત કરીને,
લુણ ઉતારે માતા વારંવાર,
ઝુલે પારણીએ ધર્મકુમાર.

હાલો ગાયે ને ગોપી હરિને ઝુલાવે,
ભીડ મચીછે નંદજીને દ્વાર,
ઝુલે પારણીએ ધર્મકુમાર. ૩

બ્રહ્માનંદનો વ્હાલો લટકાળો લાલો,
અજબ રંગીલો દેલો પ્રાણઆધાર,
ઝુલે પારણીએ ધર્મકુમાર. ૪



દેશળજી પરમાર

# માવડી



૧૪

મને મીઠી વ્હાલી એક માવડી રે.
મારા આનંદની એ છે તલાવડી રે,
હું તો ન્હાતી લઉં સુખસાર:
મને મીઠી વ્હાલી એક માવડી રે. ૧

દૂધ ઝરતી એ તો મુજ ગાવડી રે,
મને વીલી મૂકે ન લગાર:
મને મીઠી વ્હાલી એક માવડી રે. ૨

મારા જીવનની એ પવનપાવડી રે,
કરે હૈયા કેરો ઉદ્ધાર:
મને મીઠી વ્હાલી એક માવડી રે. ૩

મારી જનની તો પૃથ્વી સમોવડી રે,
એ સર્વે રસનો અવતાર:
મને મીઠી વ્હાલી એક માવડી રે. ૪



બ્રહ્માનંદ

## ગાય



૧૫

હતી મારા વ્હાલા હતી મારા વ્હાલા,
કેમ કહોછો ગાય ન્હોતી રે. ટેક.

નંદના ગોવાળીયા તુજને ભળાવું,
કેમ કહોછો ગાય ન્હોતી રે.
હતી મારા વ્હાલા૦ ૧

સોનાની શીંગડીએ ને રૂપાની ખરીએ,
હીરની મ્હોરીયે હતી રે.
હતી મારા વ્હાલા૦ ૨

આંખે છે આંજણી ને મોઢે છે મુજણી,
હીરા સફેદ ગાય હતી રે.
હતી મારા વ્હાલા૦ ૩

ચારો રે ચરતી ને પાણીડાં રે પીતી,
નિત્ય દર્શન હું કરતી રે.
હતી મારા વ્હાલા૦ ૪

હાથે છે કંકણી ને ઘુંટણમાં દોહણી,
લાડે કોડે ગાય દોહતી રે.
હતી મારા વ્હાલા૦ ૫

સોનાની ગોળી ને રૂપા રવૈયા,
નેતરાં લઇ વલોવતી રે.
હતી મારા વ્હાલા૦ ૬

ગોકુળ જોયું વૃંદાવન જોયું,
જમનાતીરે ગાય હતી રે.
હતી મારા વ્હાલા૦ ૭

બ્રહ્માનંદનો સ્વામી શામળીઓ,
ઘેર લાવ્યા ગાય ગોતી રે.
હતી મારા વ્હાલા૦ ૮



નાવણી



૧૬

બાર બાર વરસે માધાવાવ ગળાવી,
તોયે ન નીસર્યાં નીર, મારા વ્હાલા.

તેડાવો જોશીને જોશ જોવરાવો,
જોશીડા જોવરાવા, મારા વ્હાલા.

જાણુતલ જોશીએ એમ જ કીધું,
દીકરો ને વહુ પધરાવો, મારા વ્હાલા.

ઘોડા ખેલવતા હો વજમલ દીકરા,
દાદાજી બોલાવે, મારા વ્હાલા.

શું રે કહો છો મારા સમરથ દાદા,
શું રે પડયાં છે કામ, મારા વ્હાલા.

જાણુંતા જોશીએ એમજ કીધું,
દીકરો ને વહુ પધરાવો, મારા વ્હાલા.

અમને શું પૂછો મારા સમરથ દાદા,
પારકી જણીને પૂછી આવો, મારા વ્હાલા.

બેટડો ધવરાવતાં હો વહુજી જાડેજી,
સાસુજી બોલાવે, મારા વ્હાલા.

શું રે કહોછો મારાં સમરથ સાસુ,
શું રે પડયાંછે કામ, મારા વ્હાલા.

જાણતલ જોશીએ એમજ કીધું,
માધાવાવ માગેછે જોડ, મારા વ્હાલા.

ભાઇ વાળંદીયા વીરા વાળંદીયા,
સંદેશો લઇ જાજે, મારા વ્હાલા.

મારી માતાને એટલું રે કહેજે,
ચુંદડી ને મોડીઓ લઇ આવે, મારા વ્હાલા.

વાજતે ગાજતે માધાવાવ આવ્યાં,
લે રે માધાવાવ જોડ, મારા વ્હાલા.

પ્હેલું પગથીયું જેમ જેમ ઉતર્યાં,
પાતાળ ઝબકયાં નીર, મારા વ્હાલા.

બીજું પગથીયું જેમ જેમ ઉતર્યાં,
નજરે દેખાણું નીર, મારા વ્હાલા.

ત્રીજું પગથીયું જેમ જેમ ઉતર્યાં,
કાંડા સમાણું નીર, મારા વ્હાલા.

ચોથું પગથીયું જેમ જેમ ઉતર્યાં,
ગોઠણ સમાણું નીર, મારા વ્હાલા.

પાંચમું પગથીયું જેમ જેમ ઉતર્યાં
કેડ સમાણું નીર, મારા વ્હાલા.

છઠું પગથીયું જેમ જેમ ઉતર્યાં,
છાતી સમાણું નીર, મારા વ્હાલા.

સાતમે પગથીયે જઇ પગ દીધો,
પરવશ પડીયા પ્રાણ, મારા વ્હાલા.



## ચકલીનું ખેતર



૧૭

ચકલી તારા ખેતરમાં,
મેં ઝીંઝવો વાવ્યો;
ઝીંઝવે ચડી જોઉં,
કોઇ માનવી આવે (ટેક)

રાતી ઘોડીને પીળો ચાબખો,
રતીલાલભાઇ આવે.
ઠેકાવતો ઘોડી ઠાવકો,
રતીલાલભાઇ આવે. ચકલી. ૧

ઘોડીને ઘુઘરમાળ,
રતીલાલભાઈ આવે.
ચારૂ રવાલની ચાલ,
રતીલાલભાઈ આવે. ચકલી. ૨

ઘુઘરીયાળી વેલડી,
મોંઘી વહુ આવે,
છબીલી ને વળી છેલડી,
મેઘી વહુ આવે. ચકલી. ૩

ખોળામાં બાવન બેટડો,
ધવરાવતી આવે,
ખોબામાં ખારેક ટોપરાં,
ખવરાવતી આવે. ચકલી. ૪

બાળક ઘાલી બાથમાં,
કૂદાવતી આવે.
હોંશે કરીને હાથમાં,
હુલાવતી આવે. ચકલી. ૫



## કાંગ લ્યો !



૧૮

કાંગ ખેતર ગ્યાંતાં રે, ગોરી કાંગ લ્યો !

ઉભાં ઉભાં કાંગ લ્યો,
બેઠાં બેઠાં કાંગ લ્યો.
કાંગ લેવા ગ્યાંતાં રે, ગોરી કાંગ લ્યો !

ચાલતાં ચાલતાં કાંગ લ્યો,
ધબડ ધોબા કાંગ લ્યો.
કાંગ ખેતર ગ્યાંતાં રે, ગોરી કાંગ લ્યો !

ટોપલો ભરી કાંગ લ્યો,
ખોબલો ભરી કાંગ લ્યો.
કાંગ લેવા ગ્યાંતાં રે, ગોરી કાંગ લ્યો !

## ૩૧

સુપડી ભરી કાંગ હચો,
ખોબો ભરી કાંગ હચો.
કાંગ લેવા ગઈતી રે, ગોરી કાંગ હચો !



## પાલી મગ



૧૯

પાલી મગ મારા પાછા લાવજો.

હાલાર જાઓ તો મને કહેતા જાજો,
હાલાર શહેરથી હાથીડા લાવજો,
પાનસોપારી, પાનનાં બીડાં, એલચી દોડો,
ભગરી ભેંસ, ભુરીયો પાડો;
પાલી મગ મારા પાછા લાવજો.

ચીતળ જાઓ તો મને કહેતા જાજો,
ચીતળ શહેરની ચુંદડી લાવજો,
પાનસોપારી, પાનનાં બીડાં, એલચી દોડો,
ભગરી ભેંસ, ભુરીયો પાડો;
પાલી મગ મારા પાછા લાવજો.

ઘોઘે જાઓ તો મને કહેતા જાજો,
ઘોઘા શહેરથી ઘોડલાં લાવજો,
પાનસોપારી, પાનનાં બીડાં, એલચીદોડા,
ભગરી ભેંસ, ભુરીયો પાડો;
પાલી મગ મારા પાછા લાવજો.

સુરત જાઓ તો મને કહેતા જાજો,
સુરત શહેરથી હીરલા લાવજો,
પાનસોપારી, પાનનાં બીડાં; એલચી દોડા,
ભગરી ભેંસ, ભુરીયો પાડો;
પાલી મગ મારા પાછા લાવજો.



મુળજી વેદ

# વીર ! ખંમા



૨૭

વીર ! ખંમા ખંમા, ભાઇ ! ખંમા ખંમા,
મારા વસન્ત વીરને ખંમા ખંમા.

વીર ! દાદીમા હિંચાવે, ભાઇ ! ખંમા ખંમા,
વીર ! દાદીમા લડાવે, ભાઇ ! ખંમા ખંમા.

તારે આંગણે વસન્ત વીર ! વૃક્ષોની કુંજ,
કોયલ ફૂઇબા હાલરડાં ગાય, મારા વીર !
આછેરી નીંદમાં પોઢોને પ્રાણ !
મારા વસન્ત વીરને ખંમા ખંમા.

મારા સિંહલા વીર ! વીર રાજનાં હીર
તારે હૈયે રમે,

મારા બાલા જોગી ! શુક સ્વામીની શક્તિ
તારે નેત્રે રમે;

નેહનિધિ દાદાજીની શીળી રે છાંય,
ગૃહકુંજે ગુંજે ભીષ્મબોલ રે બાલ !
મારા વસન્ત વીરને ખંમા ખંમા.



નવલરામ

## મારી વ્હાલી બ્હેન



૨૧

મારી વ્હાલી બ્હેન છે બહુ છોટી જો,
પણ ડ્હાપણમાં મ્હોટી જો. ૧

મારી વ્હાલી બ્હેનને નહિ રાઢો જો,
હસતી જ આખો દ્હાડો જો. ૨

મારી વ્હાલી બ્હેન વ્હાણું વ્હેલી જો,
ઊઠે સૌથી પ્હેલી જો. ૩

મારી વ્હાલી બ્હેન દાતણ નિત્યે જો,
કરે ને ન્હાહે પ્રીતે જો. ૪

મારી વ્હાલી બ્હેન વાળ ઓળાવે જો,
રોજ કપાળ લુછાવે જો. ૫

મારી વ્હાલી બ્હેન ચાલી નિશાળે જો,
ચૂકે નહિ કો કાળે જો. ૬

મારી વ્હાલી બ્હેન પાઠ કરે છે જો,
સૌમાં સરસ ઠરે છે જો. ૭

મારી વ્હાલી બ્હેન લઇને તાળી જો,
ગરબી ગાય રસાળી જો. ૮

મારી વ્હાલી બ્હેનના બોલ મીઠા જો,
દુનિયામાં નથી દીઠા જો. ૯

મારી વ્હાલી બ્હેન વ્હાલાં લાગો જો,
મન ગમે તે માગો જો. ૧૦



## કણુજર કાકો



૨૨

સૌ જાન જુઓ નીહાળી આજ,
કણુજર કાકો પરણે છે.

મેં નવી તરેહની ભાળી રાજ,
કણુજર કાકો પરણે છે.

ઢીમડીયો ઢોલ વગાડે રાજ,
કણુજર કાકો પરણે છે.

રીંગણું તો રંગ વજાડે રાજ,
કણુજર કાકો પરણે છે.

ગાજરની શરણાઇ વાજે રાજ,
કણુજર કાકો પરણે છે.

ભીંડાભાઈ આગે ભાગે રાજ,
કણુજર કાકો પરણે છે

ડુંગળીબાઇ ડોળા તાણે રાજ,
કણુજર કાકો પરણે છે.

મરચું બહુ મોજે માણે રાજ,
કણુજર કાકો પરણે છે.

મૂળો તો મૂછો મરડે રાજ,
કણુજર કાકો પરણે છે.

મોગરી વેષે ઘરડે રાજ
કણુજર કાકો પરણે છે.

તાંજળીયો ભેગો તાજો રાજ,
કણુજર કાકો પરણે છે.

મેથીને ન સળે માંજો રાજ,
કણુજર કાકો પરણે છે.

હડબડતાં કોળાં દીઠાં રાજ,
કણુજર કાકો પરણે છે.

છે સાથે ચીભડાં મીઠાં રાજ,
કણુજર કાકો પરણે છે.

વાઘોળ વહુ બેઠાં વેલમાં રાજ,
કણુજર કાકો પરણે છે.
હળદર વહુ હાલે હેઠાં રાજ,
કણુજર કાકો પરણે છે.

ગયા રાંધણપુરનો પાસે રાજ,
કણુજર કાકો પરણે છે.

લુણી વહુ વર્યા હુલાસે રાજ,
કણુજર કાકો પરણે છે.



# દાડમ લુમે ઝુમે છે



## ૨૩

કપુરીયો પાણો હીંગળો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

તમે એક વાર ઘોઘે જાજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

ઘોઘાના ઘોડલા વાળજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

તમે એક વાર ચીતળ જાજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

ચીતળની ચુંદડી લાવજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

લાવો તો બે જોડ લાવજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

તમે એક વાર પાટણ જાજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

પાટણનાં પટોળાં લાવજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

લાવો તો બે જોડ લાવજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

તમે એક વાર સુરત જાજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

સુરતના સાલ્લા લાવજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.

લાવો તો ઝાઝા લાવજો રાજ,
દાડમ લુમે ઝુમે છે.



## કા'ન કુંવર



૨૪

સોનલા ગેડી રે રૂપલા દડુલીયો રે,
કા'નકુંવર ગેડી દડે રમવા જાય,
ડુંગરે ચડી રે દડુલો દોડાવીયો રે,
જઇ પડયો જળ જમુના ભરપુર,
જમનાકાંઠે કદમ કેરાં ઝાડવાં રે,
ઝાડવે ઝાડવે કાળો નાગ,
ઝાડવે ચડીને ઝાડ જંજેરીયાં રે,
આ તે કોનાં નાનાં બાળ,
કે તારી માતાએ તને મારીયો રે,
કે તારે તાતે દીધી ગાળ,
કે તારા ભાઇબંધે તને ભોળવ્યો રે,
કે તારા વેરીએ દીધો વનવાસ,
કે તું ભાલમાંથી ભૂલો પડયો રે,
કે તારો લપટયો ડાબો પગ,

કે તને છોરૂડે હરાવીયો રે,
કે તારા ઘરમાં નાર કજાત
નથી મારી માતાએ મને મારીયો રે,
નથી મારા તાતે દીધી ગાળ,
નથી મારા ભાઇબંધે મને ભોળવ્યો રે,
નથી મારા વેરીએ દીધો વનવાસ,
નથી હું ભાલમાંથી ભૂલો પડયો રે,
નથી મારો લપટયો ડાબો પગ,
નથી મને છોરૂડે હરાવીયો રે,
નથી મારા ઘરમાં નાર કજાત,
કમળફુલ લેવા આ વીયો રે,
મારી માયે તેડયા જાગ.



૨૫

લોકગીત

# પંખીનો વિવાહ



( ૧ )

નાખ્યો રૂપાળો માંડવો,
સૂડા શણગારે સ્થંભ;
તેતરે તોરણુ બાંધીયાં,
રૂડો કીધો આરંભ;
વિવા' પંખીડાંએ માંડીઓ.

( ૨ )

મંકોડો ચાલ્યો મારગે,
લાવ્યો માળવીયો ગોળ;
કુંઝરાં તો ઘઉં લાવીયાં,
ગાય કોયલડી ગીત;
વિવા' પંખીડાંએ માંડીઓ.

( ૩ )

વૈ બેઠી રે વડાં કરે,
કાબર ભરડેછે દાળ;
ઉડતો આવ્યો કાગડો,
વૈ મને વડાં ચખાડ;
વિવા' પંખીડાંએ માંડીઓ

( ૪ )

કોર ભાંગીને ચખાડીયું,
મીઠું થોડેરૂં નાંખ;
ખોટું હોય તો તું હવે,
જરા મારા ,સમ ચાખ;
વિવા' પંખીડાંએ માંડીઓ.

( ૫ )

હંસના હાથમાં સુંડલો,
પીરસેછે પકવાન;
ગરૂડજી ઘી પીરસે,
જમીછે સઘળી જાન;
વિવા' પંખીડાંએ માંડીઓ.

( ૬ )

સૂડે સોપારી આપીયાં,
પછી સૌ થયાં તૈયાર;
પોપટ વરરાજા બની,
બેઠાં વ્હેલ મોઝાર;
વિવા ’ પંખીડાંએ માંડીઓ.

( ૭ )

લીમડેથી જાન ઉપડી,
ચાલી અન્દર તે વાર;
બગલે બાંધી બંધુકડી,
તેતરે તો તરવાર;
વિવા’ પંખીડ.એ માંડીઓ.

( ૮ )

આગે જતાં થયા રીડીઆ,
ગીધ લુંટેછે જાન;
પાંખો તોડી કાગભાઇની,
ભૂલ્યો તે સઘળું ભાન;
વિવા’ પંખીડાંએ માંડીઓ.

( ૯ )

બગલે મારી બંધુકડી,
તેતરે પણ તરવાર;
એટલે ગીધ ન્હાસી ગયાં,
પોતે પામીને હાર;
વિવા' પંખીડએ માંડીઓ.

( ૧૦ )

વડનગરે સૌ આવીયાં,
પછી વર્યા પોપટી નાર;
હંસ ગોરે પરણાવીયાં,
થયો જયજયકાર;
વિવા' પંખીડાંએ માંડીઓ.



# માગું પ્રભુ આટલું



૨૬

માગું માગું, છો ઇશ્વર આપ રે,
પ્રાણીમાત્રના મા ને બાપ રે;
જેની શક્તિનું નહિ કંઇ માપ રે,
પાય લાગું, માગું પ્રભુ આટલું. ૧

માગું માગું પ્રથમ તમ પ્રેમ રે,
રાખો રાખો અમ પર રહેમ રે;
તમ રહેમે જ રહીએ ક્ષેમ રે,
પાય લાગું, માગું પ્રભુ આટલું. ૨

માગું માગું કુશળ મારી માતને,
માગું માગું કુશળ મારા તાતને;
માગું કુશળ ભાંડુઓના સાથને,
પાય લાગું, માગું પ્રભુ આટલું. ૩

માગું માગું, હું આણી વ્હાલને,
આપો આપો, સુબુદ્ધિ હું બાળને;
કાપો કાપો, કુતર્ક કુચાલને,
પાય લાગું, માગું પ્રભુ આટલું. ૪

માગું માગું, માબાપની સેવ રે,
સદા સાચું જ બોલ્યાનો ટેવ રે;
મારા મનનો હરો અહમેવ રે,
પાય લાગું, માગું પ્રભુ આટલું. ૫

માગું માગું, સુમાર્ગ બતાવ રે,
મારા દિલમાં દયા તું વસાવ રે;
પરમારથ પૂર્ણ કરાવ રે,
પાય લાગું, માગું પ્રભુ આટલું. ૬

માગું વિદ્યાનું વ્યસન લગાડજે,
મારી અંતરઆંખો ઉઘાડજે;
શુદ્ધ સત્યનો સૂરજ ઉગાડજે,
પાય લાગું, માગું પ્રભુ આટલું. ૭

મેં આ માગ્યું, હું માગવા જોગ રે,
બાપ આપ છો આપવા યોગ્ય રે;
હવે આપો જે હોય યોગ્ય રે,
પાય લાગું માગું પ્રભુ આટલું. ૮



દલપતરામ

## હાલો

૨૭

ભાઇને પારણીએ પોઢાડું,
　　આછી પામરી લઈ ઓઢાડું;
ગોરા ભાઇને હાલો ગાઉં,
　　હૈડામાં હું તો હરખાઉં. ૧

હેતે હેતે હું હિંચોળું,
　　પંખો લઇને પવન ઢોળું;
નેહે ભાઈનું મુખડું નિરખું,
　　શોભે પૂરણ ચંદર સરખું. ૨

ભાઇનાં નિર્મળ રૂડાં નેણાં,
　　ઉત્તમ અમૃત જેવાં વેણાં;
ભાઇને કાને લળકે મોતી,
　　વારે વારે રહું હું જોતી. ૩

ભાઈના નિરખી ગોરા ગાલ,
　　અંતરમાં ઉપજેછે વ્હાલ;
ભાઈના રૂડા હોઠ છે રાતા,
　　ભાઈના મામા છે બહુ માતા. ૪

સોનું રૂપું તો છે સોંઘું,
ભાઇનું મુખડું સૌથી મોંઘું;
સોના રૂપાની જે વેલ,
તે તો ભાઈના અંગનો મેલ. ૫

સ્નેહે ભાઇને જોવા સારૂ,
મનડું તલસેછે બહુ મારૂં;
તન ને ધન જે સર્વસ્વ મારૂં,
તે તો ભાઇના ઉપર વારૂં. ૬

દૂધ ચૂલે ઉભરાવા દઉં,
ભાઈને હું તો તેડી લઉં;
ભાઈને નજરે જ્યારે દેખું,
લાભ હું તો લાખેણો લેખું. ૭

રત્નાગરની લ્હેરો ખારી,
ભાઇની સુરત સૌથી સારી;
સૂરજ તો જગને સંતાપે,
ભાઇ જોતાં સુખશાન્તિ આપે. ૮

જગત આખું લીધું જોઈ,
ભાઇના જેવું સારૂં ન કોઇ;
ભાઇને પારણે પોપટ મોર,
ભાઇને પારણે હીરની દોર. ૯

ભાઈને પારણે ફુલ્યાં ફુલ,
ભાઇના પારણાનું નહિ મૂલ;
ભાઇને પારણિયે ચોમેર,
ઘમકે ઘુઘરીઓનો ઘેર. ૧૦

પારણીઆમાં હીરા જડાવું,
મોતીનાં લુમખાં લટકાવું;
ભાઇ બોલે ત્યાં મોતી ઝરે,
ખાતાં છીંક રતન તો ખરે. ૧૧

ચાલે ચાલણગાડી વડે,
કંકુ કેરાં પગલાં પડે;
ભાઈ તો સારાં કરશે કામ,
દેશે આશિષ દલપતરામ. ૧૨



# અમરાપુર



૨૮

સાગ રે સીસમની મારી વેલણી રે લોલ,
નવલે સુથારે ઘડી પીંજણી રે લોલ.

મેં તો ધોળા ને ધાભળા જોડીયા રે લોલ,
જઈને અમરાપુર છોડીયા રે લોલ.

અમરાપુરના ચોકમાં દીવા બળે રે લોલ,
મેં જાણ્યું કે ઈશ્વર અહીં ભણે રે લોલ.

મેં તો દૂધસાકરનો શીરો કર્યો રે લોલ,
તાંબાના તાંસળે ટાઢો કર્યો રે લોલ.

મને જમતાં તે જીવણ સાંભર્યા રે લોલ,
મને કોળીયો ન ઉતરે કાંઠલે રે લોલ.

કોઇ રે મેળાવો દીનાનાથથી રે લોલ,
કોળીઓ ભરાવું જમણા હાથથી રે લોલ.



લોકગીત

# મહેમાની



૨૯

તમે ક્યાંથી આવ્યા ને ક્યાં જાઓ છો રે લોલ?
અમે ગોકુળથી આવ્યા, મથુરાં જાવું છે રે લોલ.

આવો બેસો કદમ કેરી છાંયડી રે લોલ,
થાક લાગ્યો હોય તો ઉનાં પાણી મેલીયે રે લોલ.

તરશ લાગી હોય તો ટાઢાં પાણી લાવીયે રે લોલ,
ભૂખ લાગી હોય તો સુખડું મંગાવીયે રે લોલ.

સુખડાં ન ભાવે તો મીઠા મેવા લાવીયે રે લોલ,
મેવા ન ભાવે તો વનફળ વેડાવીયે રે લોલ.

વનફળ પાક્યા વિના કાચાં નવ વેડીયે રે લોલ,
કાચાં વેડીયે તો અવગુણ ઉપજે રે લોલ.

રંગત બાજોઠ ઢળાવ્યા રૂડા ચોકમાં રે લોલ,
ચાર ભેરૂ મળીને બેઠા રમવા રે લોલ.



-ન્હાનાલાલ

# ગોવાલણી



૩૦

ડૂબે સૂર્ય ધીમે ધીમે, ગોવાલણી રે લોલ,
નમે તારા લૂમે ઝૂમે, ગોવાલણી રે લોલ.

તમારાં અમૃત સમાં મ્હૈડાં, ગોવાલણી રે લોલ,
તમારાં ચન્દ્ર સમાં હૈડાં, ગોવાલણી રે લોલ.

બાડી ઝાડીઓનાં ઝુંડો, ગોવાલણી રે લોલ,
તમારો રાગ ઉડ્યો ઉંડો, ગોવાલણી રે લોલ.

તેજ આંખમાં પૂરાયું, ગોવાલણી રે લોલ,
મને મધુરૂં શું પાયું, ગોવાલણી રે લોલ.



લોકગીત

# વલોણાંવાર



### ૩૧

આજ મારે વલોણુંવાર છે રે લોલ.
માતા જશોદા તમારા કાનને,
મહીડાં વલોવા મેલો રે લોલ. આજ૦

અમારા કા’ન ગોપી ! બાળા ને ભોળા,
મહીડાંની વાતમાં શું જાણે રે લોલ. આજ૦

સાત સમુદરિયાની ગોળી રે કીધી,
મેરૂ પર્વત રવાયો રે લોલ. આજ૦

એક કોર કા’નજી કાળા વલોવે,
બીજી કોર રાધિકાજી ગોરાં રે લોલ. આજ૦

હળવે હળવે કા’નજી નેતરાં રે તાણો,
નંદવાશે મારી ગોળી રે લોલ. આજ૦



# ગોળી ફોડી



૩૨

ગોળી ફોડી, મારી ગોળી ફોડી,
જુઓ જશોદા ગોળી ફોડી.

ગાયની ગમાણે ગોવિંદ સંતાયા,
વાછરૂ તો મારાં મેલ્યાં છોડી. જુઓ૦

સૂતાં બાળકનાં અંગ મરોડયાં,
નૈયાં ને નેતરાં નાખ્યાં તોડી. જુઓ૦

શીંકેથી રે વ્હાલે ગોરસ ઉતાર્યો,
ખાધાં નહિ એટલાં નાખ્યાં ઢાળી. જુઓ૦

ચાર પાંચ ગોપીયું ટોળે મળીને,
કા'નાને બાંધીએ તાણી તાણી. જુઓ૦

ચાલો જશોદા માતાને કહીએ,
આવડી રાવ અમે કોને કહીએ. જુઓ૦



## પ્રેમકલહ



૩૩

લાંબી લાંબી પરસાળે,
કંઇ કારેલાં વેરાય જો.

રામ તમારે બોલડીએ,
હું પરઘેર દળવા જઇશ જો;
તમે તે જાશો પરઘેર દળવા,
હું ઘંટુડી થઇશ જો. લાંબી૦

રામ તમારે બોલડીએ,
હું પરઘેર ખાંડવા જઇશ જો;
તમે તે જાશો પરઘેર ખાંડવા,
હું સાંબેલું થઇશ જો. લાંબી૦

રામ તમારે બોલડીએ,
હું જળમાં માછલી થઇશ જો;

